


શ્રી નવલ.

# મુંબાઇની અલબેલી
# ને Reg. No. 2
# ચોપાટીનો ચસ્કો.

ભાગ ૧ લો.



છપાવી પ્રસિદ્ધ કર્તા

**નટવરલાલ ભોગીલાલ ત્રિવેદી.**

ડુમરાલ બજાર—નડીઆદ.



કીંમત એક આનો.

## પુનાના સમગ્ર હિંદના આયુર્વેદ પ્રદર્શનમાંથી ચાંદ મેળવનાર

# ડા–બી. કે. શાહની પ્રખ્યાત દવાઓ.

રત્નામૃત ઓફીસ—

**જુલાબની ગોળીઓ**

ઘણીજ અકસીર, સુંદર તેમજ લેવાને સુગમ પડે તેવી રૂ. ૦–૧૪–૦

**તાવની ગોળીઓ**

ટાઢીઓ, એકાંતરીઓ, ચોથીઓ દરેક તાવ માટે અકસીર ૧–૮–૦

**ફીવર મીક્ષ્ચર**

દરેક જાતના તાવ માટે અકસીર રૂ ૧-૦-૦.

**મરોળ મીક્ષ્ચર**

મરોડ, જલંદર, કમરો, પાંડુ, તાવ તથા પેટના દરદો માટે અકસીર રૂ. ૧–૮–૦

**વિર્યસ્થંભન ગુટિકા**

ધાતુ સંબંધી દરેક દરદો મટાડે છે. રૂ. ૨-૮-૦

નાર (આણંદ)

**દિપ્યાદિ ગુટિકા**

પાચક, સ્વાદિષ્ટ, દીપન તથા વાયુના દરદો મટાડે છે રૂ. ૦–૮–૦

**બાળકો માટે**

શિશુજીવન ૦–૧૨–૦ બાળાગોળી ૦–૮–૦

આપરીયુ ૦–૮–૦

**આંખને માટે**

નયનાનંદ ૦–૮–૦ સુરમો ૦–૮–૦

ચંદ્રોદયાવર્તી ૦–૮–૦.

સબ એજન્ટસ
"પંડોળીકર" ત્રિપાઠી

સોલ એજન્ટ
સો. જે. શાહ.
કરમસદ.





ૐ પ્રેમસ્વરૂપાય નમઃ

શ્રી નવલ

# મુંબાઇની અલબેલી

ને

# ચોપાટીનો ચસ્કો.

ભાગ ૧ લો.

લેખક—

ડાહ્યાલાલ સોમેશ્વર ત્રિપાઠી. મુ. પંડોળી

છપાવી પ્રસિદ્ધ કર્તા

નટવરલાલ ભોગીલાલ ત્રિવેદી.

ડુમરાળ બજાર—નડીઆદ.

આવૃત્તિ ૨ જી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૯ ઈ સ ૧૯૨૩

કીંમત એક આનો.

પ્રેમઘુંટા ગળતાં મીઠાં હૃદયોને વાચન માટે ખાસ

—નિમંત્રણ—

પ્રેમ પ્રેમ ને પ્રેમ ઝંખતાં ચાહક હૃદયોનો ઝણઝણાટ.

પ્રેમની આંટી ઘુંટીને મુંબાઇની મુજાનું દિગ્દર્શન

પ્રેમના અજબ ખુમારીને શોખીનોના સ્નેહ બંસી

પ્રેમની મજાના પરિતાપોને ફેશનની ફીટીયારીને ફટકો

એવા એવા

પ્રેમના અવનવા ચિત્રારોથી ચિતરાયેલ

શ્રી નવલ

# મુંબઇની અલબેલી

ને

# ચોપાટીનો ચસ્કો.

## ભાગ ૧ લો.

---

### પ્રીતીનાં અંકુર કે પસ્તાતું હૃદય.

અલબેલી મુંબાઇમાં મારૂં, વિધાતાએ અન્નજળ કીધું;
રસીયાજીની રસ કુંજમાં, નિમંત્રણ મૂજને દીધું:
બિસ્કીટ ગુલાબી ત્યાં સ્વીકારી, સ્નેહી સાથ રહેવા લાગ્યો;
બોલતાં બુલબુલ રૂડાં રૂપાળાં, દેખી ભાન ભૂલવા લાગ્યો.

મસ્તાન હૃદય મસ્તિમાં આવી, મસ્ત બની થનગન કરતું;
અજબ છબીલીની ગજબ છબીમાં ચાળે ચકડે જઇ ઠરતું.
સરસ્વતિચંદ્રનું વાચન, મીઠું મધુરૂ મુજને લાગે;
સ્વપ્નમાં આવી અલકકિશોરી, બેસી પાસે ભડકી ભાગે.
નાટક ચેટક જોવા જતાં, બંસરીબાલા નચાવે છે;
હાયહાય? એ બંસરી થાતાં, આઘાત હૃદય સુઝાવે છે:
કર્મહીણ શું રહ્યા કુવારા, મેણું મૂજને સ્વપ્ને માર્યું;
અલબેલીને ચાળે ચકડે, થશે નહિ તુજનુ ધાર્યું.
ચાહ પીવા કો મળે જતાં, જ્ઞાની મનાવે કો રસીકા;
હસે હસાવે હાથ મીલાવાં, ચુમી ટટળાવે કોંકણીકા.
ખીલ્યાં કુસુમો મલમલ પહેરી અંગ અવલોકન કરાવે છે;
મહેકથી તૃષ્ણાની તૃપ્તિ, અમૃત ઝરો ઝુરાવે છે.
કુંવારાપણાનું મેણું ફેડવા, પરણ્યાનું મન થાતું 'તું;
પરણેલા જોડાં નજરે જોતાં, મનમાં કંઇક થાતું 'તું.
માલમતા સૌ વેચી સાટી, રૂપીઆ કંઇક ભેળા કીધા,
નખરાળીનાં લટકાં દેખી, થોડા સૌ કરજે લીધા.
પ્રેમે પરણ્યા બની નવલસા, કોડ થયા સર્વે પુરા,
દુઃખની શૂળી ઉભી કીધી, ઇજ્જતના કીધા ચૂરા.
કુંવારાપણાનું મેણું ફેડતાં બન્યોછું ખાખી બંગાળી;
રસબસીયો ગામાણું થાવા, હેતો લહેજત લટકાળી.

પ્રથમ આણું આવ્યાં શેઠાણી, ઘુમટામાં મચકાવાતાં;
સાથે સહેલ કરવાનું કહેતાં મંજતમાં અચકાતાં.
પ્રેમ ભર્યો વચનો વદતાં, જાણે કોકીલા ટહુકારી;
ખર્ચ્યા ગયા પૈસા પણ પ્યારી, સદગુણાં પામ્યો સારી.
બીજે આણે આવ્યાં, નખરાં પણ બદલાયાં છે;
બકરી જેવો સ્વભાવ હતો તે વાઘ બનીને આવ્યાં છે.
અઠવાડીયુ એક જયાં વીત્યું ત્યાં સ્વભાવ ઘણો બધા બદલાયો
રહેવાની નહિ ધૂળ જેવામાં, મગજ બહુ ના ચડાવો:
રીસ ચઢાવી ખસ્યાં વેગળાં, મોહક મુખને મચકોડી;
બહ્યું સાસરૂં પીયર ચાલી, બોલ બોલી છણકયાં લાડી.
વિહ્‌વળ થએલો તેના પ્રેમે, રીસામણીને માનજ દીધું;
બજાર વચ્ચે દિવાનખાનાનું મકાન રૂડું ભાડે લીધું.

અલબેલી-પ્યારા પ્રેમ તમારો, દાગીના વીણ સૂનો છે;
દાગીનામાં દાગીનો આ. વેઢ આંગળીમાં જૂનો છે.

શેઠ-આમંત્રણ આ બીજું સમજ્યો, ગભરામણ મૂજને છુટી;
છાતીમાં હિમ્મત રાખીને વાત અઠાવી મેં જૂઠી.
લટકાળી ઓ લલના મારી, શરમ હવે દેજો ત્યાગી;
ઝાંઝર, એરીંગ, બંગડી સૌએ, જે જોઇએ તે લ્યો માગી.
અલબેલી-સાડી ફેન્સી સાથે જોઇશે જુવો પહેરે મારી મામી
પરણીને પસ્તાઇ પૂરી, સુખ ના દીઠું ઓ સ્વામી

શેઠ-ઘર જમીન સૌ ગીરો મૂકી, પરણ્યો છું તમને પ્યારી
દેવામાં ડુબ્યોછું હજુએ, પાઈ નથી પાસે મારી

અલબેલી-ભવા ચઢાવી મોં મચકોડી, છણકે ગુસ્સો બહુ કીધો
મારે કરમે ક્યાં અહીં પરણી લ્હાવો ના કૈં એ લીધો
સખીઓ મારી કેવી સ્હેલાણી, તેવું જોઈએ મારે કાજે
ભીખારીની શેઠાણી કહે છે, એ મ્હેણું મનમાં સાલે
વાસણ માંજવા જોઇશે ઘાટી, ભટજી પણ જોઇશે સારો;
રસોઇ હાથે રાંધી મેલુંછુ તે ઉપકાર ગણો મારો
મુરખના સરદાર કો કહેશે શું જોઇ મુંબાઈ રહો છો;
નાટક ચેટક કૈં નવ જોયાં, ડામ દાઝેલીને દો છો;

શેઠ-વીત્ત વીના વામા શું કહેવું, અકળામણ આ બૂરી છે;
રોજ નવાં ધતીંગો જોતાં. નારી નહિ પણ છુરી છે.
ગુસ્સે થઇને તરત રોકડો, જવાબ મને તું શું દેછે;
નફ્ફટની નફ્ફટાઇમાં પુરી, ના કહેવાનું શું કહે છે.

અલબેલી-જુનો જમાનો ભુતડાં જેવો, નવી ફેશનમાં મહાલો
ટેલીફોનથી ટીકીટ કઢાવી, નાટક જોવા બસ ચાલો
નાક તણો કાંટો વેચી દો, વિચાર ના કરશો હાલા
અપ-ટુ-ડેટ બનોને વાલા, નથી તમે નાના કાલા.

---

# અલબેલીની મીઠી મનોવ્યથા.

## (ગજલ કવાલી)

અરે મુરખો મળ્યો સ્વામી, પનોતો પ્રેમ ના પામી;
પતિમાં બહુ દીસે ખામી, હવે પસ્તાઇ શું કરવું
રળેના પેટને પૂરતું, હૃદય પ્રેમ વીણુ રહે ઝુરતું;
માગું પાઇ પેટ હા કુટતું, હવે પસ્તાઇ શું કરવું
ચોપાટી પાલવે જાતી, મોટરતેનીય અથડાતી;
દેખી ત્યાં ઉભી સળગાતી હવે પસ્તાઇ શું કરવું
મળી મર્કટ કોટે છું, વાઘણ પીંજર પુરાઇછું;
સતી કળીયુગની થઇછું, હવે પસ્તાઇ શું કરવું.

## દિલ દર્દી આશુકમાશુકના પ્રેમની આંટીઘુંટી.

લ્હેરીલાલ પાડોશી એક, ઉભેલો હાથ ઝાલીને;
કહેતો હું આટલી રાતે, રહી કયાં એકલી આવી;
ખસે શું દુર શરમાતા, ચાલો બસ લ્હેર ઉડાવાને.
ચીડવવા મૂજને શાણો, છમકલાં નવનવાં કરતો;
લેડી સાથ મૂછમાં હસતો, હૃદય મારૂં દુભાવાને.
પુરૂપાથે ફુલની પેઠે, થાકીને લોથ થઇ બેઠી,
બદામી હલવો અને બરફી, ઉડાવ્યાં લાલ મારાએ.

---

લાલાના લાલની લ્હેરી, મહીં ગુલતાન બની ગઇ છું
કલેજું ઠંડુ કરવાને. ચાલ્યાં અમે એક ગુફામાં.

પરસ્પર પ્રેમની વાતો, કરી ત્યાં આંસુ ટપકાવી
હેતોતો પ્રેમપ્રેમી ત્યાં, હૃદય મારૂં ગયું પીગળી.
પસ્તાવો મન મહી થાતો, પસ્તામણ સ્નેહની શૂળી;
હવે હિંમત ધરી રહીછું, મીઠી મોજો ઉડાવાને

મોટરમાં મ્હાલવા ચ્હાતી, પતિથી નવ અચકાતી
યારોની સહેલે લલચાતી, મોહક મનડાં મનાવાને.
મનોવ્યથા મિઠી મારી, દુઃખીને દુઃખ હરનારી;
હવે શાન્તિ લઉં સારી સ્હેલાણી શાન્ત કરવાને.

છકેલો એક છકેલી ત્યાં, હોડીમાં સહેલ કરતીતી;
પીટ્યા શેઠ ત્યાં જઈ ચોટયા, નયનની મીટ મીલાવીને
છબીલીનો મિઠો છણકો, મધુરા હાસ્યમાં જોયો;
મિઠી નયને મજોઆણી, કલેજાં ઠંડાં કરવાને.

છબીલી પાસ જઇ બેઠો, હાથો હાથ લઇ લીધા;
પછી પ્રેમે ચૂમો દીધા, માસૂકનું મન મનાવાને.
કોલાબાની દીવાદાંડી, તરફ એ હોડી હલકારી;
અમે બાબૂલ જઇ બેઠાં; પાપોનો ઘટ ભરવાને.
કહ્યું મમ યારને મેં તો હવે સ્ટીમ લાંચ છોડાવો;
દીવાદાંડી તરફ ચાલો, જીવનભર પ્રેમ કરવાને.

તમારા પ્યારમાં પ્યારા, હું તો એ બાનને ભુલી;
ચોપાટીનો અજબ ચટકો, ચટકાયો પ્રેમે મરવાને.
ચારે સ્ટીમ લાંચને છોડી ચલાવી જયાં હીવાદાંડી;
હોડી પાસે જઇ પહોંચી, ભરેલ અગ્નિ ભડકવાને.
થશે તકરાર તો ભુંડું, પતિ પ્રેમે પડે કુંડું;
ચરિત્રો સ્ત્રી તણાં જે જે, કરૂં પતિ વશ કરવાને.
અરે રંડા અહીં કયાંથી, સ્ટીમ લાંચે બીરાજી છે;
છડે ચોક આવે મુજ પાસે, જાલીમ શું જેર કરવાને.
બુરાઇ બન્નેની બુરી જે, પ્રગટ પળવારમાં થાશે;
રહેલો રસ ટપકતો તે, બીજા ભાગેજ કહેવાશે.

---

## મુંબઇના મસ્તાનોની મજા ને બળાપાની સજા.

સુધારો કે કુધારો આ, જમાનો આખરે બુરો;
જુઓ સૌ આ દશા મારી ખરેખર આમ બાબત છે.
જુવો મુંબઇ તણી શાણી, ભુલાવે રાયની રાણી;
ફેરવતી લક્ષ્મી પર પાણી, ખરેખર આમ બાબત છે.
શેઠાણી સાટે દઇ નાણાં, લગન હાય માહરાં કીધાં;
હિસાબો તેમના જુવો; ખરેખર આમ બાબત છે.
અમારા દેશમાં શાણી, ઘુમટડો હાયનો તાણી;
વંઠયું વાજુ અહીં આવી, ખરેખર આમ બાબત છે.

છરૂ શેઠ આજ્ઞાને લોપી, ધુરકતી વાઘણી પુરી;
ફરે મોટારમાં મસ્તાની, ખરેખર આમ બાબત છે.

ઉહાનું ઘર તણાં કામો છતાં ના સુખમાં સુતો;
થા ચો હું ડાકણી દેવી, ખરેખર આમ બાબત છે.

પાણી પણ હાથથી ભરતો, બીજાં પણ કામ બહુ કરતો;
: તાએ હુકમો કરતી, ખરેખર આમ બાબત છે.

ટકોરા આઠના વાગે ઉઠીને બારણે બેસે;
કાતણને ચાહ તે માગે, ખરેખર આમ બાબત છે.

દીસાતી ત્યાં મનાવાને, રસોઈ હાથથી કરતો;
ખાતાં પણ ચીઢીયાં કરતી, ખરેખર આમ બાબત છે.

વાસણો માંજતો હું જ્યાં, વાગે છે દશ તે વારે;
ર ળગતી નોકરીની આગ, ખરેખર આમ બાબત છે.

શેવા શાણી તણી કરતો, દશે હું નોકરી ભરતો;
પુરો પરતંત્ર થઈ મરતો, ખરેખર આમ બાબત છે.

દુઃખી હાય જીંદગી મારી, મળી છે પાપણી નારી;
મઝા મુંબાઈ તણી માણી, ખરેખર આમ બાબત છે.

પચાસ પગારના લાવું, સોનાં શાણી છે ખરચાણું;
દબાવે બીક બતલાવી, ખરેખર આમ બાબત છે.

ઘરેણાં લુગડાં માગી લઈને લઠ પુંજે છે.

૧૦૭૬૨



ઝાંસો આ કરે હલકો, ખરેખર આમ બાબત છે.
પીડા પ્રીય પ્રેમની થાએ છોકયો બાળો કે હરખે છે;
ચોપાટી પાલવે ભટકે ખરેખર આમ બાબત છે.

નચાવે ઢાંગમાં ખોટા, કરે ઠણકા ખરા ખોટા;
સમજતો સૌ ગમનગોટા; ખરેખર આમ બાબત છે.

મંદીરે દરશનો કરતી. ખુમારી નેનમાં ઝરતી;
ખરીદી નવનવી કરતી, ખરેખર આમ બાબત છે.

બીલેનો થોકડો થાતો, કોરટોમાં હું અથડાતો;
નાદારોમાં સપ્રે મરતો, ખરેખર આમ બાબત છે.

નથી પેદાસ કંઈ જોતી, કરી ઢાંગ પ્રેમથી રોતી;
સળગતી છાતીએ હેળી, ખરેખર આમ બાબત છે.

ગુલામી તેહની કરતો, છતાં ના પ્રેમ ઘુંટ ગળતો;
છટકારે પ્રેમની પ્યાસે, ખરેખર આમ બાગત છે.

જાઉં છું મોટા મંદીરે, કહીને ચાલતી થાતી;
બેસી મોટરે મલકાતી, ખરેખર આમ બાબત છે.

સ્હેલાણી સાથમાં શાણી, લુટાવે માલ યૌવનનો,
છુપાવ્યાં ના છુપે પાપો, ખરેખર આમ બાબત છે.

---

મોટર કેમ મુકીને ચાલી, ખરેખર આમ બાબત છે.
સ ખી સો એકઠી થઈને, ચોપાટી સહેલ કરતીતી;
તારોના તાર આવ્યો ત્યાં, ખરેખર આમ બાબત છે.
આનંદમાં જોવા સૌ ચાલી, કચાકચ શી કરો ખાલી.
પીશું પાવ પ્રેમની પ્યાલી, ખરેખર આમ બાબત છે.
રસીકા રસતરબોળ થાવા, રસીકની ગોદમાં પેઠી;
પરસ્પર પ્રેમના ઘુંટા, મળ્યા ત્યાં આમ બાબત છે.

---

## આશાના અંકુરોમાં નિરાશાના ખીલા ને હાય રે.... હાય.... !

અલબેલી—પીયુ મમ આંખના તારા, ઘણા છો પ્રાણથી પ્યારા;
હીરાચુની ચળકનારા, દાગીના લાવશો ક્યારે.
શેઠ—હમારી પ્યારી તું મારી, માની જા વાત આ મારી;
નથી પાઈ એક જો પ્યારી, હવે એ વાત જાવા દે.
અલબેલી—જોગી જંગલ તણી ઝોળી; ભરો છો ખીસ્સેથી ખોળી;
માગું કોક દીન હું ભોળી, હવે કહો લાવશો ક્યારે.
સેઠ—સાધુ સંન્યાસીને આપી, દયા દીલમાં ઘણી સ્થાપી;
સ્થિતિ નાણાં તણી બૂગી, હવે એ વાત જાવા દે.
અલબેલી—પચાસ પુરા અહીં લાવો છો, વળી રાતે કમાવો છો;
માથું શીદને હલાવો છો, બળ્યું કહો લાવશો ક્યારે.

શેઠ—મુંબાઈનાં જે ખરચ બુરાં, તમે માંદગી મહીં શુરાં,
મવાલી જે ભ.યાં પુરાં, હવે એ વાત જાવા દે.

અલબેલી—વહાલા વહાલા કહ્યા કરતી, છતાંના પેટમાં બળતી;
પીયરમાં જાઉં હવે રડતી, પછી પુતળી નવી વરજે.

શેઠ—જીવતી ડાકણ ક્યાંથી વળગી, હૈયામાં હોળી જે સળગી;
હવે થા મૂજથી અળગી, થતી હોય વાત થાવા દે.

અલબેલી—મરીને ઝેરની પ્યાલી, દુઃખો દેવા કરૂં ખાલી;
શળી સરકારની સાલી, પછી વીણ મોતમાં મરજો.

શેઠ—પૈસો ઝેરે શુ ખરચે છે કુવે પડનાં શું ખટકે છે;
જીવતાં નગ્કેજ લટકે છે, હવે બસ પ્રાણ દે જાવા.

અલબેલી—ગળે ફાંસો હુ ખાવાની, પછીથી ભૂત થાવાની;
ચૂમી તમ લેહી ખાવાની; દિવાના થઇ વળી મરશો.

શેઠ—ખીલા ઠોકી ભુવો લાવુ; ડાખલાં ઘર બહાર મંડાવુ;
શીશે ઘાલી ઢાચું ભાગું; ભુતડાનો ભીમ થાવા દે.

અલબેલી—સાળુડે કેડ આ બાંધુ, લાવી ગ્યાસલેટને છાંટુ.
પછીથી સળગી સળગાવી; છુરી મારીને મરવાની.
બુરી સ્ત્રી હત્યા હુ દેતી; મર શ મારો મને કહેતી.
સરકાર દેશે સૂઝા તેથી; મને ના દોષ કેં દેશો.

શેઠ—અરેરે ઓ પ્રભુ ત્રાસ્યો, મહા માઠો દિવસ ભાસ્યો;

---

છપાય છે. થોડા વખતમાં બહાર પડશે. રાષ્ટ્રીય
રંગભૂમી કીંમત એક આનો.

[illegible]આશા આપનો લાગ્યો, પછી શું રુજ ધારવાનું.

હઠીલી હઠ કે ત્યાગી, હમારી હાલ લીધુ માગી;
[illegible] કયો હવે માગી, તમારી આશ પુરૂ છુ.
રસીલી સ્નેહના સ્વાદો મને તેં ક્યાં ચખાવ્યા છે;
વિહાની વેદના આપો અરે હું હાથ જોડુ છું.
ગાનની માન ના ખાવો, અનેરો ર્યો હવે લ્હાવો.
તરસ્યો ચાતક નર ટરળાવો, ભુલેલો ભાન ભુલું છું;
નચાવ્યાં નેન નખરામાં, મચકોડ્યાં અંગ ચમકામાં
અલુણી લેશ શરમામાં, ડોલાવે તેજ ડોલું છું.
લચેલાં અંગ નખરાળી, થયો આફ્રિન ચટકાળી;
ડુંગરો સ્યામસુખા તારા; અરે મુજ દિલ ડુબાવે છે.
કટી તુજ વાઘણી જેવી ગુલાબી લાલી બસ તેવી:
જાણે તું પ્રેમની દેવી; હવે શાને સતાવે છે.

અલબેલી- બળ્યું ના હાથને તાણો; મુઝાવી રંગ શું માણો
ઇચ્છા પુરી બધી થાતાં, અધિકાર આપનો જાણો.

શેઠ-નહિ હુ હાથને તાણું, ઇચ્છા વીણ રંગ ના માણું;
પહેલા ઇચ્છા પછી નાણું, હવે શાને ભમાવે છે.
નથી હું ચોક પર ફરતો નથી હુ આંજરે મરતો;
નથી ચોપાટીનું રડતો, હૃદય સાચું બતાવે છે.

અલબેલી—ભલે ઇચ્છા તમારી તે, હઇ નાણું પૂરી કરજો;
મને બોલાવશો નાના, છેલ્લે ચોકખું કહી દઉં છું

શેઠ—અરે વાલી અહીં આવો, બેસી પાસ પાનને ખાવો;
જોઇએ શું તે સમજાવો, ટેલીફોન હાથમાં લઉં છું.
સ્હેલાણી શેઠ આવોને, રૂપૈયા ઝટ લાવોને;
વ્યાજ શેં માગ્યું માગોને, સાંટે ઘરબાર ગીરો કઉં છું.
પહેરાણું ઝંઝડી પ્યારી. હીરાના હારે શણગારી;
રાત્રી વીતી સુવો શાણી સવારે તરત લાવીશું.

અલબેલી—ગુલાબી ઇંદ્રમાં સુવા, પધારી હ્યો કરી દઉં છું.
આવો આવો હૃદય તારા, પ્યારા સમ સાથમાં લઉં છું.

× × ×

રીસાયાં ને મનાયાં બે, હવે સુખમાંહી સુતાં છે;
સ્વપ્નાં સંસારનાં આવે, કહે કોઇ સ્વપ્ન જુદાં છે.

સુતાં ઉઠી કર્યું શું તે, રહ્યું અધુરૂં આમાંથી,
સમજાશે ભાગ બીજામાં, કથન આ પ્રેમી કરવાથી

સલામી છે હવે સાહેબ, પધારો આવજો બાપુ,
હવે મળશું બીજા ભાગે, વચન બસ પ્રેમથી આપુ.

ૐ શાન્તી—સંપૂર્ણ.



જસમાઈનનો

આયોડાઈઝડ

# સારસાપરેલા

પરદેશી કે દેશી કોઈપણ બનાવટના બીજા સારસાપરેલા કરતાં જસમાઈનનો સારસાપરેલા ચઢીઆતો છે. એમ તેના વાપરનાર છાતી ઠોકીને કહે છે. તમે વાપરીને ખાત્રી કરો. લોહી બીગાડ દુર કરી શક્તિ આપે છે પ્રમેહ, વિસ્ફોટીક, દરાજ, ખસ, ખરજવાં, ગડગુમડ, સંધીવા, હાથપગમાં ફાટ, શરીરે કાળા ડાઘા પડવા, વિગેરેમાં અકસીર છે. દસ્તનું અનિયમીતપણું મટાડે છે. નિરોગી અને સશક્ત શરીર બનાવવા માટે જસમાઈનના સારસાપરીલાની ત્રણ બાટલી જરૂર પીઓ. કીંમત રૂ. ૧ાા. વી. પી. થી રૂ. ૧ાાાઃ. ત્રણ શીશીના વી. પી. થી રૂ ૫)ઃ ૭ શીશીના રૂ. ૯)ઃ.

લખો—જસમાઈન એજન્સી

નડીયાદ, (ગુજરાત).

# મશીનરી.

## ફ્લોર મીલ, રાઇસ મીલ, અને પંપવાળાઓને

## માટે ઉમદા તક.

નીચે જણાવેલી મશીનરી તથા સ્ટોર કોઇપણ કંપની કરતાં સસ્તે ભાવે મળશે.

ઓઇલ એન્જીનો. રસ્ટન, રબી, નેશનલ B. H. P. ૫—૧૦—૧૫—૨૦—૩૦

ફ્લોર મીલો– બ્લેકસ્ટોન સરદાર ૧૪-૧૮ ૨૦ ઇંચની
રાઇસ હલરો– એન્ગલબર્ગ નં. ૧ લક્ષ્મીહલરો નં. ૧
સેન્ટ્રીફ્યુગલ પંપો—રસ્ટન ૨।।×૨।।, ૩×૪, ૪×૫, ઇંચના સેટસ ૫૫ ૧।×૧। ૨×૨ ઇંચના સ્ટીમ એન્જીનો, બોયલરો વિગેરે તથા ઇંગ્લીશ લેધર બેલ્ટીંગ, કટ્રીલેમર, બેલ્ટીંગ, સ્કેન્ડીનેવીયન બેલ્ટીંગ, ઓપીવાલી બેલ્ટીંગ, ગેર આયર્ન સ્પ્લીટ પુલીઓ, પેડીશલ્સ સાદાં, રીંગવાળા, મા સ્ટીલ, સાફ્ટીંગ, હલરની હરેક સ્પેર પાર્ટસ, ઓ એન્જીનોના સ્પેરપાર્ટસ, ક્રુડઓઇલ, બરમાનું ક્રુડ ઓર એસીયાટીકનું બર્નીંગ ઓઇલ, સીલન્ડર ઓઇલ, લોખ હરેક સાઇઝની પાઇપો વિગેરે.

સી. આર કૉન્ટ્રાકટર એન્ડ કુંપ
'ન્યુ તથા સેકન્ડ હેન્ડ મશીનરી મરચં'
પ્રીન્સેસ સ્ટ્રીટ. રામચંદ્ર બીલ

બ્રાન્ચ–સુરત. મુંબાઈ